# ત્રીજી આવૃત્તિ પ્રસંગે.....

શ્રી રાજનગર જૈન પ્રશ્નોત્તર જ્ઞાનમાળા વિક્રમ સં. ૨૦૧૩માં પ્રથમ બહાર પડી. ત્યાર પછી પ્રતિદિન ઉપયોગિતા વધવાથી સંવત ૨૦૨૧માં તેની બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી. ઉત્તરોત્તર ઉપયોગિતા અને લોકપ્રિયતા વધતી જવાથી સંવત ૨૦૨૬માં તેની આ ત્રીજી આવૃત્તિનું પ્રકાશન કરતાં સંસ્થા ગૌરવ અનુભવે છે.

આ ત્રીજી આવૃત્તિના મુદ્રણ પ્રસંગે આ પુસ્તક પૂ. ન્યાસજી આદિ ગુરુમહારાજો પાસે રજુ કરી તેઓશ્રીની નશ્રામાં તેમાં જરૂરી એવા ઘણા સુધારા-વધારા કરવામાં ાવેલ છે. આથી તેઓશ્રી પ્રત્યે કૃતજ્ઞતા પ્રદર્શિત રીએ છીએ.

“द्विर्बद्धं सुबद्धं भवति” એ ન્યાયે જેમ જેમ આ સ્તકની નવી આવૃત્તિઓ થઇ તેમ તેમ તેમાં ઘણા સુધારા ધારા થયા છે. આથી આ પુસ્તક અભ્યાસકોને ઘણું જ પયોગી થઇ પડશે એવી આશા રાખીએ છીએ.

આ પુસ્તક ક્રમિક શિક્ષણ લેતા અભ્યાસીઓને દ્દેશીને લખાયેલ છે. તેથી કેટલીક વ્યાખ્યાઓ તેઓને જર સમક્ષ રાખીને લખવામાં આવી છે તેથી આ વ્યા-ખ્યાઓને સંપૂર્ણ ન માનતાં પરમપૂજ્ય પંચ મહાવ્રતધારી સુવિહિત સદ્ગુરુઓ પાસેથી તે બાબતમાં વિશેષ માર્ગ-ર્શન મેળવવા વિનંતી છે.

# શ્રી નવકાર મહામંત્રનું પ્રભાવક
## ગુણ-સ્તવન



સમરો મંત્ર ભલો નવકાર,
એ છે ચૌદ પૂરવનો સાર;
એના મહિમાનો નહીં પાર,
એનો અર્થ અનંત અપાર. ૧.

સુખમાં સમરો દુઃખમાં સમરો,
સમરો દિવસ ને રાત;
જીવતાં સમરો મરતાં સમરો,
સમરો સહુ સંઘાત. ૨.

યોગી સમરે ભોગી સમરે,
સમરે રાજા રંક;
દેવો સમરે દાનવ સમરે,
સમરે સુખ નિઃશંક. ૩.

અડસઠ અક્ષર એના જાણો,
અડસઠ તીરથ સાર;
આઠ સંપદાથી પરમાણો,
અડસિદ્ધિ દાતાર. ૪.

નવ પદ એનાં નવ નિધિ આપે,
ભવોભવનાં દુઃખ કાપે;
વીર વચન જો હૃદયે વ્યાપે,
પરમાતમ પદ આપે. ૫.

ાસનદેવ તપસ્વીઓને વધુ તપ કરવા પ્રેરણા અર્પે
એજ પ્રાર્થના

## ાયનાબ્હેન ચંદ્રકાન્તભાઈ મશરૂવાળા તરફથી

ઠે. સોનલફ્લેટ્સ જૈનનગર, અમદાવાદ-૭.



નાની ઉંમરમાં ત્રણ ઉપધાન, ત્રણ અઠ્ઠાઈ,
ોતિપ ગણધર માસક્ષમણ તથા ચાલુ માસમાં સિદ્ધિ તપ કરેલ છે.
સં. ૨૦૨૭

## >→ પ્રાપ્તિ સ્થાન ←<



(૧) પાડી વરધીલાલ શાંતીલાલ
૨૨૮૭/૧, માણેકચોક,
ગુજરાત કોટન હોલની બાજુમાં,
અમદાવાદ-૧.



(૨) જૈન વિદ્યાશાળા
દોશીવાડાની પોળ,
અમદાવાદ-૧.



# અનુક્રમણિકા

---

## સુધારો

સવાલ ૧૭૮ આ પ્રશ્નનો જવાબ છપાયો છે. અને સવાલ છાપવો રહી ગયો છે. મો ૧૭૮ નો સવાલ નીચે પ્રમાણે છે.

સવાલ ૧૭૮ ત્રસ એટલે શું? તે કયા કયા?
(જવાબ છાપેલો છે)

---

# શ્રી રાજનગર જૈન પ્રશ્નોત્તર જ્ઞાનમાળા

## બાળપોથીનું ૧

પ્ર. [1]૧ તમે કોણ છો?

જ. અમે જૈન છીએ.

પ્ર. ૨ તમે કયો ધર્મ પાળો છો?

જ. અમે જૈન ધર્મ પાળીએ છીએ.

પ્ર. ૩ જૈન કોને કહેવાય?

જ. શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞા માને તેને જૈન કહેવાય.

પ્ર. ૪ જૈન ધર્મ એટલે શું?

જ. શ્રી જિનેશ્વર ભગવાને સ્થાપેલો ધર્મ.

પ્ર. ૫ શ્રી જિનેશ્વર ભગવાન કોને કહેવાય?

જ. જેમણે રાગ-દ્વેષ જીત્યા હોય, જેમનામાં સર્વ ગુણો હોય અને એક પણ દોષ ન હોય, તેમને શ્રી જિનેશ્વર ભગવાન કહેવાય.

---

[1] પ્ર. એટલે પ્રશ્ન અને જ. એટલે જવાબ સમજવો.

સાતમા અને આઠમા પદના આઠ અક્ષરો છે.

સ. ૨૦ નવકાર મંત્ર કયારે કયારે સ્મરણ કરાય છે?

જ. દરેક ધર્મક્રિયાની શરૂઆતમાં આ મહામંત્ર ઉપદ્રવની શાન્તિ માટે, તેમ જ માંગલિક માટે બોલાય છે. ઉત્તમ મનુષ્યો સૂતાં, બેસતાં, ઊઠતાં, બોલતાં, ચાલતાં, તેમ જ કોઈ પણ કાર્ય કરતાં રાત્રે અગર દિવસે સર્વ સ્થળે આ નવકાર મંત્ર યાદ કરે છે.

સ. ૨૧ સામાયિક એટલે શું ?

જ. સામાયિક એટલે સમતાનો લાભ થાય, જેનાથી બંધાયેલાં જનાં કર્મો નાશ પામે અને નવાં બંધાતાં કર્મો અટકી જાય, એવી શ્રી જિનેશ્વર ભગવાને બતાવેલી ૪૮ મિનિટ અથવા બે ઘડીની ક્રિયા.

સ. ૨૨ સામાયિકનો કાળ કેટલો ?

જ. ૪૮ મિનિટનો, (પોણો કલાક ને ત્રણ મિનિટનો) અથવા બે ઘડીનો.

જોડીને, માથું નમાવીને અને પ્રભુની સમક્ષ દૃષ્ટિ રાખીને પ્રભુના ગુણો યાદ કરવાપૂર્વક પ્રભુદર્શન કરવાં જોઈએ.

સ. ૨૬ જૈનને ઓળખવાનું પ્રગટ ચિન્હ શું ?

જ. કેસરનો ચાંલ્લો, રાત્રિભોજનનો ત્યાગ અને કંદમૂળનો ત્યાગ.

સ. ૨૭ ચાંલ્લો શા માટે કરવો જોઈએ ?

જ. શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞા માથે ચડાવું છું, તે સૂચવવા માટે ચાંલ્લો કરવો જોઈએ.

સ. ૨૮ પ્રભુને ત્રણ પ્રદક્ષિણા શા માટે દેવી જોઈએ ?

જ. દર્શન, જ્ઞાન અને ચારિત્ર—એ ત્રણની પ્રાપ્તિ માટે અને સંસારના ચોરાશી લાખ ફેરા ટાળવા માટે પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દેવી જોઈએ.

સ. ૨૯ આપણા તીર્થોનાં નામ આપો.

જ. શ્રી શત્રુંજય, ગિરનાર, આબુ, અષ્ટાપદ, અચલગઢ, સમેતશિખર, શંખેશ્વર, કુંભારીયાજી, મક્ષીજી, અંતરિક્ષ પાર્શ્વનાથ, તારંગાજી, રાણકપુર, ભોયણી, પાવાપુરી, ચંપાપુરી, કેસરીયાજી, પાનસર, શેરીસા વગેરે.

સ. ૩૦ આપણાં પર્વોનાં નામ આપો, તે ક્યારે ક્યારે આવે છે, અને તે પર્વોમાં શું કરવું? તે જણાવો.

જ. ૧ પજુસણ....

શ્રાવણ વદ ૧૨ થી ભાદરવા સુદ ૪ સુધી આ આઠ દિવસોમાં પજુસણ અંગેના પાંચ કર્તવ્યો (૧) જીવદયાનું પાલન (૨) સાધર્મિકભક્તિ (૩) અઠ્ઠમતપ (૪) પરસ્પર ખમાવવું (૫) જિનમંદિરોનાં દર્શન વગેરે કરવાં. કલ્પસૂત્ર સાંભળવું તથા શક્તિ મુજબ તપ આદિ કરવાં.

૨ આયંબીલની ઓળી....

આસો સુદ ૭ થી ૧૫ સુધી નવ દિવસ અને ચૈત્ર સુદ ૭ થી ૧૫ સુધીના નવ દિવસ. આયંબીલ કરવા અને નવપદજીની આરાધના કરવી.

૩ જ્ઞાન પાંચમ....કારતક સુદ ૫ સમ્યગ જ્ઞાનની આરાધના નિમિત્તે તપ જપ અને સ્વાધ્યાય આદિ કરવા.

૪ મૌન અગીયારસ....માગસર સુદ ૧૧ આ દિવસે જિનેશ્વરોના ૧૫૦ કલ્યાણક થયેલાં હોવાથી ૧૫૦ કલ્યાણકનું ગણુણું ગણુવું અને મૌન રહેવા પૂર્વક તપશ્ચર્યા કરવી

૫ ચોમાસી ચૌદસ....ત્રણ છે.
(૧) કારતક સુદ ૧૪ (૨) ફાગણુ સુદ ૧૪
(૩) અષાડ સુદ ૧૪

૬ કાર્તિક સુદ ૧૫....
શત્રુંજય મહાતીર્થની યાત્રા કરવી અગર શત્રુંજય આદિ મહાતીર્થના પટોના દર્શન કરવા જવું.

૭ ચૈત્ર સુદ ૧૫....
શ્રી ઋષભદેવ પ્રભુના પ્રથમ ગણધર પુંડરીક સ્વામી પાંચ ક્રોડ મુનિવરો સાથે મોક્ષે ગયા તેથી પુંડરીકગિરીનું આરાધન કરવું.

૮ મેરુ તેરસ....પોષ વદ ૧૩
શ્રી ઋષભદેવ પ્રભુનું મોક્ષ કલ્યાણક.

૯ પોષ દશમ....માગસર વદ ૧૦
શ્રી પાર્શ્વનાથ પ્રભુનું જન્મ કલ્યાણક હોવાથી તેમની આરાધના કરવી.

## લેખિત ધોરણ ૧

સ. ૩૧ પ્રતિક્રમણ એટલે શું ?

જ. પ્રતિક્રમણ એટલે પાપથી પાછા હઠવું. પાપ ધોવાઇ જાય-પાપનો નાશ થાય તેવી જ્ઞાની ભગવંતોએ બતાવેલી મહાન ક્રિયા.

સ. ૩૨ પ્રતિક્રમણ શા માટે કરવું જોઈએ ?

જ. દિવસના કે રાત્રિનાં થયેલાં પાપોનો નાશ કરવા પ્રતિક્રમણ કરવું જોઈએ.

સ. ૩૩ પ્રતિક્રમણ કેટલાં છે? અને તે કયાં કયાં?

જ. પ્રતિક્રમણ પાંચ છે. (૧) દેવસિ. (૨) રાઈ. (૩) પક્ખી. (૪) ચૌમાસી. (૫) સંવચ્છરી.

સ. ૩૪ પાંચ પ્રતિક્રમણ વર્ષમાં કેટલી વખત થાય ?

જ. સંવત્સરી પ્રતિક્રમણ વર્ષમાં એકવાર ભા. સુ. ૪ના દિવસે થાય છે. ચોમાસી પ્રતિ૦ વર્ષમાં ત્રણ વાર કા. સુ. ૧૪, ફા. સુ. ૧૪ અને અ. સુ. ૧૪ શે થાય છે. પક્ખી પ્રતિ૦ વર્ષમાં એકવીસ વાર ચોમાસી સિવાયની સુદ ચૌદશોએ તથા બધી વદ ચૌદશોએ. દેવસી પ્રતિ૦ ઉપરના ૨૫ દિવસ સિવાય બાકીના બધા દિવસે રોજ સાંજે. રાઈ પ્રતિ૦ વર્ષના સર્વ દિવસોએ રોજ સવારે કરવામાં આવે છે.

ા. ૪૪ શિયળ (બ્રહ્મચર્ય) વ્રતની નવ વાડો કયી કયી છે?

ઉ. ૧ સ્ત્રી, પશુ, નપુંસક ન રહેતા હોય એવા સ્થાનમાં રહેવું.

૨ સ્ત્રીની સાથે રાગથી વાર્તા ન કરવી.

૩ સ્ત્રી જે આસને બેઠી હોય તે આસને પુરુષે બે ઘડી સુધી બેસવું નહિ.

૪ સ્ત્રીના અંગોપાંગ રાગથી જોવા નહિ.

૫ જ્યાં સ્ત્રી પુરુષ સૂતા હોય અને કામક્રીડાની વાતો કરતા હોય ત્યાં ભીંત પ્રમુખને આંતરે રહેવું નહિ.

૬ સ્ત્રીની સાથે પહેલાં ભોગવેલા ભોગો સંભારવા નહિ.

૭ વિકાર ઉત્પન્ન કરે એવા ઘી, દૂધ વિગેરે રસવાળા આહાર ન કરવા.

૮ ભૂખ શાન્ત થાય તે કરતાં વધારે અને ભારે આહાર ન કરવો.

૯ શરીરની શોભા વિગેરે ન કરવી.

પ્ર. ૪૫ શ્રી મહાવીર પ્રભુનું ટુંકું જીવનચરિત્ર આપો.

સ. ૪૭ નિસિહી એટલે શું ? તે કેટલી છે ? તે ક્યારે ક્યારે કહેવાય ? અને કયી કયી નિસિહીથી કયો કયો ત્યાગ કરવો ?

જ. નિસિહી એટલે સાવદ્ય ક્રિયાનો ત્યાગ કરવો. તે ત્રણ છે.

(૧) દહેરાસરમાં મુખ્ય દ્વારમાં પેસતાં–
આ નિસિહીથી ઘરના તમામ કામકાજનો ત્યાગ થાય છે.

(૨) દહેરાસરના મુખ્ય ગભારા આગળ–
આ નિસિહીથી દહેરાસર સંબંધી કામ-કાજનો ત્યાગ થાય છે.

(૩) ચૈત્યવંદન કરતાં પહેલાં–
આ નિસિહીથી દ્રવ્યપૂજાનો ત્યાગ થાય છે.

સ. ૪૮ આરતિ અને મંગળ દીવો શા માટે ઉતારવો ? તેનું બીજું નામ શું ?

જ. આરતિ ઉતારવાથી શરીરની તથા મનની પીડા દૂર થાય છે અને મનને શાન્તિ મળે છે. તેનું બીજું નામ આરાત્રિક છે.
મંગળ દીવો ઉતારવાથી આપણું મંગલિક થાય છે અને સુખ ઉપજે છે.

સ. ૪૯ આરતિ અને મંગળ દીવો કેવી રીતિએ ઉતાર

જ. શ્રી મહાવીર પ્રભુનો જન્મ બિહારમાં આવેલા ક્ષત્રિયકુંડ નગરમાં થયો હતો. તેમના પિતાનું નામ સિદ્ધાર્થ રાજા અને માતાનું નામ ત્રિશલાદેવી હતું. તેમના ભાઈનું નામ નંદિવર્ધન, બેનનું નામ સુદર્શના, પત્નીનું નામ યશોદા, પુત્રીનું નામ પ્રિયદર્શના જમાઈનું નામ જમાલી હતું. ૩૦ વર્ષની ઉંમરે તેમણે દીક્ષા (ચારિત્ર) લીધી હતી, ચારિત્ર લીધા બાદ તેમને સાડા બાર વર્ષે કેવલજ્ઞાન થયું હતું ત્યાર બાદ ચતુર્વિધ સંઘની સ્થાપના કરી તેઓ ૩૦ વર્ષ સુધી ભરતખંડમાં વિચરી, ધર્મનો ઉપદેશ આપી, ૭૨ વર્ષનું આયુષ્ય ભોગવી વિક્રમ સંવતથી ૪૭૦ વર્ષ પહેલાં દીવાળીની રાત્રે મોક્ષે ગયા.

સ. ૪૬ ચોવીસમા ભગવાનનું નામ માતા–પિતાએ **વર્ધમાન** અને દેવતાઓએ **મહાવીર** શાથી પાડયું?

જ. શ્રી મહાવીર પ્રભુ ગર્ભમાં આવ્યા પછી ધન, ધાન્ય, સંપત્તિ વગેરે વધવા લાગ્યાં અને સર્વ રાજાઓ આજ્ઞામાં રહેવા લાગ્યા. આ પ્રમાણે પ્રભુના ગર્ભનો પ્રભાવ દેખી માતા–પિતાએ પ્રભુનું **વર્ધમાન** નામ પાડયું. તેમ જ બાળપણમાં આંબલી–પીપળી રમતાં દેવતાને મુઠ્ઠીનો માર મારી હરાવ્યાથી દેવતાઓએ પ્રભુનું **મહાવીર** નામ પાડયું.

સ. ૪૭ નિસિહી એટલે શું ? તે કેટલી છે ? તે ક્યારે ક્યારે કહેવાય ? અને કયી કયી નિસિહીથી કયો કયો ત્યાગ કરવો ?

જ. નિસિહી એટલે સાવદ્ય ક્રિયાનો ત્યાગ કરવો. તે ત્રણ છે.

(૧) દહેરાસરમાં મુખ્ય દ્વારમાં પેસતાં–
આ નિસિહીથી ઘરના તમામ કામકાજનો ત્યાગ થાય છે.

(૨) દહેરાસરના મુખ્ય ગભારા આગળ–
આ નિસિહીથી દહેરાસર સંબંધી કામકાજનો ત્યાગ થાય છે.

(૩) ચૈત્યવંદન કરતાં પહેલાં–
આ નિસિહીથી દ્રવ્યપૂજાનો ત્યાગ થાય છે.

સ. ૪૮ આરતિ અને મંગળ દીવો શા માટે ઉતારવો ? તેનું બીજું નામ શું ?

જ. આરતિ ઉતારવાથી શરીરની તથા મનની પીડા દૂર થાય છે અને મનને શાન્તિ મળે છે. તેનું બીજું નામ આરાત્રિક છે.
મંગળ દીવો ઉતારવાથી આપણું મંગલિક થાય છે અને સુખ ઉપજે છે.

સ. ૪૯ આરતિ અને મંગળ દીવો કેવી રીતિએ ઉતારવો ?

જ. તે રાણી બાજુએથી ઉંચે લઈ જઈને જમણી બાજુએ ઉતારવો, તેમ જ તે નાભિની નીચે અને મસ્તકથી ઉપર લઈ જવો જોઈએ નહિ. ઉલ્ટી રીતિએ ઉતારવાથી આશાતના થાય છે.

સ. ૫૦ આવશ્યક એટલે શું ? તે કેટલાં છે ? અને ક્યાં ક્યાં છે ?

જ. આવશ્યક એટલે અવશ્ય કરવા યોગ્ય કરણી. તે ૬ છે.

| | |
|---|---|
| (૧) સામાયિક. | (૨) ચઉવીસત્થો. |
| (૩) વાંદણાં. | (૪) પડિક્કમણું. |
| (૫) કાઉસ્સગ્ગ. | (૬) પચ્ચક્ખાણ. |

સ. ૫૧ છ આવશ્યકનો અર્થ સમજાવો. પ્રતિક્રમણમાં તે ક્યાંથી ક્યાં સુધી ગણાય છે ?

જ. ૧. સામાયિક-જેનાથી સમતાનો લાભ થાય તે પહેલું આવશ્યક. તે દેવસિ પ્રતિક્રમણ ઠાયા પછી કરેમિભંતેથી પંચાચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરીએ છીએ ત્યાં સુધી ગણાય છે.

૨. ચઉવીસત્થો-લોગસ્સ, જેમાં ચોવીશ ભગવાનના નામોનું સ્મરણ થાય છે તે બીજું આવશ્યક. તે પંચાચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કર્યા પછી લોગસ્સ કહીએ છીએ તે ગણાય છે.

૩. વાંદણા–જેમાં ગુરુ મહારાજને વંદન કરવામાં આવે છે તે ત્રીજું આવશ્યક. તે ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડીલેહી બે વાંદણાં દેવાય છે ત્યાં સુધી ગણાય છે.

૪. પ્રતિક્રમણ જેમાં લાગેલાં પાપોનો પશ્ચાત્તાપ કરી માફી માગવામાં આવે છે તે ચોથું આવશ્યક. તે ઇચ્છા૦ દેવસિઅં આલોઉંથી ' આયરિય ઉવજ્ઝાયે ' સુધીનું ગણાય છે.

૫. કાઉસ્સગ્ગ—મન વચન અને કાયાની એકાગ્રતા થાય તે પાંચમું આવશ્યક. તે ' આયરિય ઉવજ્ઝાયે ' પછી આવતા બે લોગસ્સ અને એક એક લોગસ્સના કાઉસ્સગ્ગ સુધી ગણાય છે.

૬. પચ્ચક્ખાણ–અવિરતિપણાનો ત્યાગ જેમાં થાય તે છઠ્ઠું આવશ્યક, પચ્ચક્ખાણ કરાય છે તે.

સ. ૫૨ વ્યસન એટલે શું ? તે કેટલાં છે ? કયાં કયાં ?

જ. વ્યસન એટલે જીવને આ ભવ અને પરભવમાં દુઃખ આપનારી ભયંકર કુટેવો. તે સાત છે.

૧. જુગાર રમવો
૨. માંસ ખાવું.
૩. દારૂ પીવો.
૪. પરસ્ત્રી સાથે સંગ કરવો.
૫. વેશ્યાનો સંગ કરવો.
૬. ચોરી કરવી.
૭. શિકાર કરવો.

સ. ૫૩ સાથીઓ શા માટે કરવો જોઈએ ?

જ. ચાર ગતિનો નાશ કરવા માટે સાથીઓ કરવો જોઈએ.

સ. ૫૪ ગતિ કેટલી છે ? અને તે કઈ કઈ ?

જ. ગતિ ચાર છે.

૧. દેવગતિ. ૩. તિર્યંચગતિ.

૨. મનુષ્યગતિ. ૪. નરકગતિ.

સ. ૫૫ સાથીયા ઉપરની ત્રણ ઢગલીને શું કહેવાય ?

જ. રત્નત્રયી કહેવાય.

સ. ૫૬ રત્નત્રયીના નામ આપો.

જ. ૧. દર્શન. ૨. જ્ઞાન. ૩ ચારિત્ર.

સ. ૫૭ સાથીઆ ઉપરની ત્રણ ઢગલી ઉપર અર્ધચંદ્ર જેવો આકાર કરીએ છીએ તે શું કહેવાય ?

જ. સિદ્ધશિલા કહેવાય.

સ. ૫૮ સાથીઓ કરીને શું બોલવું ?

જ. હે પ્રભુ! ચાર ગતિમાંથી છૂટવા દર્શન જ્ઞાન ચારિત્રની આરાધના કરી સિદ્ધશિલા ઉપર પહોંચવા શક્તિમાન કરો.

સ. ૫૯ શ્રી મહાવીર પ્રભુના બીજાં નામ આપો.

જ. વીર, વર્ધમાન, ચરમજિન, સિદ્ધાર્થનંદન, જ્ઞાતપુત્ર વગેરે.

સ. ૬૦ ગુરુ મહારાજના બીજાં નામ આપો.

જ. સાધુ, મુનિ, શ્રમણ, નિર્ગ્રંથ, અણગાર, તપસ્વી, સંયમી વગેરે.

---

## લેખિત ધોરણ બીજું

પ્ર. ૬૧ પૂજાના મુખ્ય કેટલા ભેદ છે? અને કયા કયા?

જ. પૂજાના મુખ્ય બે ભેદ છે (૧) દ્રવ્યપૂજા (૨) ભાવપૂજા.

પ્ર. ૬૨ દ્રવ્યપૂજા અને ભાવપૂજા એટલે શું?

જ. દ્રવ્યપૂજા એટલે જલ ચંદન પુષ્પાદિ સામગ્રીવડે પ્રભુની પૂજા કરવી તે અને ભાવપૂજા એટલે ચૈત્યવંદન તથા પ્રભુના ગુણગાન આદિ કરવાં તે.

પ્ર. ૬૩ દ્રવ્યપૂજા કેટલા પ્રકારની છે?

દ્રવ્યપૂજા પાંચ, આઠ, સત્તર, એકવીશ અને એકસોઆઠ પ્રકારની છે.

પ્ર. ૬૪ ભાવપૂજા કેટલા પ્રકારની છે?

જ. ભાવપૂજા ઘણા પ્રકારની છે.

ચૈત્યવંદન કરવું, સ્તુતિ બોલવી, ગીત, નૃત્ય, ભાવના વગેરે કરવી તે.

પ્ર. ૬૫ અષ્ટપ્રકારી પૂજાનાં નામ આપો.

જ.

| | |
|---|---|
| ૧. જલપૂજા. | ૫. દીપકપૂજા. |
| ૨. ચંદનપૂજા. | ૬. અક્ષતપૂજા. |
| ૩. પુષ્પપૂજા. | ૭. નૈવેદ્યપૂજા. |
| ૪. ધૂપપૂજા. | ૮. ફળપૂજા. |

પ્ર. ૬૬ દ્રવ્યપૂજાના મુખ્ય કેટલા ભેદ છે? અને કયા કયા?

જ. બે ભેદ છે. (૧) અંગપૂજા. (૨) અગ્રપૂજા.

સ. ૬૭ અંગપૂજા એટલે શું ? તે કેટલી છે ?
કઈ કઈ છે ?

જ. અંગપૂજા એટલે શ્રી ભગવાનના અંગોના
પૂજા ભાગ તે. પહેલી ત્રણ પૂજાઓ અંગપૂ
(૧) જળપૂજા. (૨) ચંદનપૂજા. (૩) પુ

સ. ૬૮ અગ્રપૂજા એટલે શું ? તે કેટલી છે ? આ
નામ આપો.

જ. અગ્રપૂજા એટલે પ્રભુની સામે રહી પૂજા
તે. છેલ્લી પાંચ પૂજાઓ તે અગ્રપૂજા છે
(૪) ધૂપપૂજા. (૫) દીપકપૂજા. (૬) અક્ષ
(૭) નૈવેદ્યપૂજા. (૮) ફળપૂજા.

સ. ૬૯ પંચામૃત એટલે શું ?

જ. દુધ-દહીં ઘી સાકર અને પાણી.

સ. ૭૦ જળપૂજા એટલે શું ?

જ. જળપૂજા એટલે પ્રથમ પંચામૃતથી
દુધથી પ્રભુને પખાલ કરી પછી પાણીથી
કરવો તે.

સ. ૭૧ ચંદનપૂજા એટલે શું ?

જ. ચંદનપૂજા એટલે કેસર, સુખડ, બરાસ,
વગેરેથી પ્રભુની પૂજા કરવી તે.

સ. ૭૨ પુષ્પપૂજા એટલે શું ?

જ. પુષ્પપૂજા એટલે સુગંધી રંગબેરંગી
ભાતભાતનાં ફૂલો પ્રભુને ચડાવવાં તે.

પ્ર. ૭૩ ધૂપપૂજા એટલે શું ?

ઉ. ધૂપપૂજા એટલે પ્રભુની સામે ઉભા રહીને દશાંગ-કપૂર-અગરબત્તી-ચંદન વગેરેનો ધૂપ કરવો તે.

પ્ર. ૭૪ દીપકપૂજા એટલે શું ?

ઉ. પ્રભુની સામે ઉભા રહીને આરતિ-મંગળદીવો ઉતારવો તે. અથવા પ્રભુની આગળ દીપક ધરવો તે.

પ્ર. ૭૫ અક્ષતપૂજા એટલે શું ?

ઉ. અક્ષતપૂજા એટલે પ્રભુની સામે ચોખાનો સાથીઓ કરવો તે.

પ્ર. ૭૬ નૈવેદ્યપૂજા એટલે શું ?

ઉ. નૈવેદ્યપૂજા એટલે સાથીઆ ઉપર પતાસું, સાકર, પેંડા, બરફી, ઘેબર વગેરે મૂકવું તે.

પ્ર. ૭૭ ફળપૂજા એટલે શું ?

ઉ. ફળપૂજા એટલે સિદ્ધશિલા ઉપર શ્રીફળ, બદામ, સોપારી, નારંગી, મોસંબી, કેરી, કેળાં, જામફળ વગેરે મૂકવું તે.

પ્ર. ૭૮ દેવગતિ અને મનુષ્યગતિમાં કોણ જાય ?

ઉ. જે જીવ દાન, શીલ, તપ, ભાવના, જિનપૂજા સામાયિક વગેરે ઉત્તમ કાર્યો કરે તે.

પ્ર. ૭૯ તિર્યંચગતિમાં કોણ જાય ?

જ. હૃદયમાં આંટી-ઘુંટી રાખનારા, ઠગાઈ કરનારા, પ્રપંચી શલ્યવાળા વગેરે તિર્યંચગતિમાં જાય છે.

પ્ર. ૮૦. નારકીગતિમાં કોણ જાય ?

જ. જે મનુષ્ય અગર તિર્યંચ ઘણાં ભયંકર પાપ કરે તે નારકીમાં જાય. જેમ કે-પંચેન્દ્રિય પ્રાણીનો વધ કરે-માંસાહાર વગેરે કરે તે.

સ. ૮૧ ધર્મ કેટલા પ્રકારે શ્રી જિનેશ્વર ભગવાને કહ્યો છે ?

જ. શ્રી જિનેશ્વર ભગવાને ધર્મ બે પ્રકારે કહ્યો છે. (૧) સાધુધર્મ. (૨) શ્રાવકધર્મ.

સ. ૮૨ પ્રભુના દર્શન કરવાથી શો લાભ થાય ?

જ. પ્રભુ અઢાર દૂષણોથી રહિત અને સર્વ ગુણોએ સહિત છે, તેથી તેમના દર્શન કરવાથી આપણો આત્મા તેમના તરફ વળે છે, દોષો જતા રહે છે અને ગુણો પ્રગટ થાય છે. (ટૂંકાણમાં પ્રભુના દર્શન કરવાથી પ્રભુ જેવા ગુણો આવે છે અને દોષો જતા રહે છે.)

સ. ૮૩ કલ્યાણક એટલે શું ? અને તેના નામ આપો.

જ. કલ્યાણક એટલે જે દિવસોમાં તીર્થંકર પરમાત્મા દેવગતિમાંથી કે નરકગતિમાંથી ચ્યવી માતાની કુક્ષિમાં આવે છે, જન્મ થાય, દીક્ષા લે,

કેવળજ્ઞાન થાય અને મોક્ષે જાય-તે પવિત્ર દિવસો (૧) ચ્યવન (૨) જન્મ (૩) દીક્ષા (૪) કેવળજ્ઞાન (૫) અને મોક્ષ ( આ પાંચ કલ્યાણક છે )

સ. ૮૪ શ્રી મહાવીર પ્રભુના પાંચ કલ્યાણક ક્યારે ક્યારે થયાં ?

જ.

| | | | |
|---|---|---|---|
| ચ્યવન-કલ્યાણક | .... .... | અષાડ | સુદ ૬ |
| જન્મ-કલ્યાણક | .... .... | ચૈત્ર | સુદ ૧૩ |
| દીક્ષા-કલ્યાણક | .... .... | કારતક | વદ ૧૦ |
| કેવલજ્ઞાન-કલ્યાણક | .... .... | વૈશાખ | સુદ ૧૦ |
| મોક્ષ-કલ્યાણક | .... .... | આસો | વદ ૦)) |

સ. ૮૫ ત્રેસઠ શલાકા પુરુષ કયા કયા ?

જ. ૨૪ તીર્થંકર. ૯ વાસુદેવ.
૧૨ ચક્રવર્તી. ૯ પ્રતિવાસુદેવ.
૯ બળદેવ.

સ. ૮૬ વધુમાં વધુ અને અને ઓછામાં ઓછા તીર્થંકરો, કેવલજ્ઞાનીઓ અને સાધુઓ કેટલી સંખ્યામાં વિચરે ?

જ. વધુમાં વધુ તીર્થંકરો ૧૭૦, કેવલજ્ઞાનીઓ ૯ ક્રોડ અને સાધુઓ ૯ હજાર ક્રોડ, (૯૦ અબજ) વિચરે. ઓછામાં ઓછા તીર્થંકરો ૨૦, કેવળજ્ઞાનીઓ ૨ ક્રોડ અને સાધુઓ બે હજાર ક્રોડ ( ૨૦ અબજ ) વિચરે.

સ. [illegible]

જ. [illegible]

[illegible]

સ. ૮૮ [illegible]

જ. [illegible] ( [illegible] )

સ. ૮૯ [illegible]

જ. પહેલી ગાથા જે મૂળ ભગવાનની [illegible] ને ભગવાનની, બીજી ગાથા બધાં જ જિનેશ્વર ભગવાનની, ત્રીજી ગાથા જ્ઞાનની અને ચોથી ગાથા શાસનના અધિષ્ઠાયક દેવ દેવીઓની હોય છે.

સ. ૯૦ મુહપત્તિ, ચરવાળો, કટાસણું એટલે શું ? અને તે કેટલા માપનું હોય છે.

જ. મુહપત્તિ એટલે બોલતી વખતે મોં આગળ રાખવાનું કપડું. તે એક વેંત અને ચાર આંગળનું હોય છે. ચરવાળો એટલે જતાં-આવતાં-બેસતાં-ઉઠતાં જીવરક્ષા કરવાનું સાધન. તે બત્રીસ આંગળનો હોય છે. તેની ગણતરી ચોવીસ આંગળીની દાંડી અને આઠ આંગળની દશીઓની હોય છે. કટાસણું એટલે બેસવા માટેનું ગરમ આસન. તે એક ગજનું હોય છે. ત્રણે ઉપકરણો જીવરક્ષા માટે રાખવામાં આવે છે.

૯૧ આશાતના એટલે શું ? તે કેટલી છે ? અને કયી કયી છે ?

આશાતના એટલે લાભને બદલે નુકશાન થાય તેવું અયોગ્ય વર્તન. તે મોટી આશાતના ૧૦ છે.

૧. દેહરાસરમાં તંબોલ ખાવું. પાન ચાવતા દેરાસરમાં જવું તે.
૨. દેહરાસરમાં પાણી પીવું.
૩. દેહરાસરમાં ભોજન કરવું.
૪. દેહરાસરમાં જોડા પહેરવા.
૫. દેહરાસરમાં મૈથુન સેવવું. (ખરાબ વર્તન કરવું.)
૬. દેહરાસરમાં સુઈ જવું.
૭. દેહરાસરમાં થુંકવું અગર બળખો નાખવો.
૮. દેહરાસરમાં પેશાબ કરવો.
૯. દેહરાસરમાં ઝાડે જવું.
૧૦. દેહરાસરમાં જુગાર રમવો

૯૨ પૂજા કરનારે કેટલા પ્રકારની પવિત્રતા સાચવવી જોઈએ. અને તે કયી કયી ?

પૂજા કરનારે સાત પ્રકારની પવિત્રતા સાચવવી જોઈએ.

(ग) સિદ્ધ એટલે આઠેય કર્મનો નાશ કરી મોક્ષે ગયા તે.

(क) આચાર્ય એટલે ગચ્છના નાયક....આચાર્ય પદથી વિભૂષિત હોય તે.

(ड) ઉપાધ્યાય એટલે ભણે-ભણાવે....ઉપાધ્યાયપદથી વિભૂષિત હોય તે.

(इ) સાધુ એટલે પાંચ મહાવ્રતો પાળે તે. (કંચન—કામિનીના ત્યાગી)

સ. ૯૫ *શ્રી જિનેશ્વર ભગવાન સિવાય બીજા દેવ-દેવીઓને શા માટે ન માનવા ?*

જ. બીજા દેવ-દેવીઓ રાગ દ્વેષથી ભરેલા છે. અને તે તેઓની મૂર્તિઓ-ચરિત્રો ઉપરથી માલુમ પડે છે. તેમને માનવાથી મિથ્યાત્વ દોષ લાગે છે. તેટલા માટે તેઓને ન માનવા.

સ. ૯૬ શ્રી જિનેશ્વરદેવની પૂજા શા માટે કરવી ?

જ. ઉપસર્ગો નાશ થાય, દુઃખો છેદાઈ જાય અને મન પ્રસન્ન થાય, તેટલા માટે શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવી.

સ. ૯૭ અષ્ટમંગલ એટલે શું ? તેનાં નામ આપો.

જ. અષ્ટમંગલ એટલે આઠ માંગલિક વસ્તુઓ.

ચૈત્યવંદન એટલે શ્રી જિનેશ્વરદેવને વિધિપૂર્વક વંદન થાય તેવી ક્રિયા. તેના ત્રણ પ્રકાર છે. ૧. જઘન્ય ચૈત્યવંદન–( અરિહંત ચેઈઆણું, અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસગ્ગ કરી, તે પારીને થોય કહેવી તે. ) ૨. મધ્યમ ચૈત્યવંદન ત્રણ ખમાસણ દઈ ચૈત્યવંદન-જંકિંચિ-નમુત્થુણં જાવંતિ ચેઇઆઈં ખમાસણ જાવંત-કેવિસાહુ નમોર્હત્ સ્તવન ઉવસગ્ગહરં જય-વીયરાય કહી ઉભા થઈ અરિહંત ચેઇયાણું-અન્નત્થ કહી નવકારનો કાઉસગ્ગ કરી પારી નમોર્હત્ કહી છેલ્લે થોય કહેવી. એ રીતે કરાય છે. ૩. ઉત્કૃષ્ટ ચૈત્યવંદન–દેવવંદન કરવું.

. ૧૦૨ પ્રભુને અષ્ટપ્રકારી પૂજા શા માટે કરવી ?

. આઠેય કર્મનો નાશ કરી મોક્ષે જવા માટે અષ્ટપ્રકારી પૂજા કરવી.

---

## લેખિત ધોરણ ત્રીજું

પ્ર. ૧૦૩ શ્રાવકનાં વ્રત કેટલાં છે ? અને તે કયાં કયાં છે તેનો અર્થ સમજાવો.

જ. શ્રાવકનાં વ્રત ૧૨ છે. તે નીચે પ્રમાણે :–

૬. દિક્‌પરિમાણ વ્રત. એટલે સંસાર-વહેવારના કામ અંગે દરેક દિશામાં જરૂરીયાત મુજબ જવાનું મોકળું રાખી બાકીના ક્ષેત્રોમાં જવાનો ત્યાગ કરવો.

૭. ભોગોપભોગપરિમાણ વ્રત. એટલે ભોગમાં અને ઉપભોગમાં લેવાતી વસ્તુઓની મર્યાદા નક્કી કરી બાકીનાનો ત્યાગ કરવો. આ વ્રતમાં મહા આરંભ અને હિંસાજનક પાપ વ્યાપારોનો ત્યાગ કરવો.

૮. અનર્થદંડવિરમણ વ્રત. એટલે જીવન જીવવામાં જરૂરી ન હોય તેવી નકામી દુષ્ટ પ્રવૃત્તિઓનો શક્ય પરિત્યાગ કરવો. જેવી કે-(૧) ખોટી ચિંતારૂપ-આર્ત-રૌદ્ર ધ્યાન, (૨) બીનસંબંધીને હિંસામય વ્યાપાર આદિની સલાહ (૩) ગમે તે માગનારને હિંસક ઉપકરણો છરી-શસ્ત્ર-ઘંટી વગેરે આપવાં તથા (૪) ખેલ-જુગાર-આદિ કુતૂહલ જોવાં, કામક્રીડા કરવી વગેરે પ્રમાદાચરણ સેવવું. એ બધી અશુભ પ્રવૃત્તિઓ આ વ્રતમાં ત્યજવી.

૯. સામાયિક વ્રત. એટલે પાપમય સંસારની પ્રવૃત્તિઓમાંથી ફારેગ થઈ, "વારંવાર

્ર. ૧૦૪ અણુવ્રત, ગુણુવ્રત અને શિક્ષાવ્રત એટલે શું ?

જ. અણુવ્રત એટલે મહાવ્રતની અપેક્ષાએ નાનાં વ્રત, ગુણુવ્રત એટલે અણુવ્રતને ગુણ કરનારાં વ્રત અને શિક્ષાવ્રત એટલે વારંવાર સેવવા યોગ્ય વ્રત.

પ્ર. ૧૦૫ પૌષધ એટલે શું ?

જ. પૌષધ એટલે ધર્મની પુષ્ટિ થાય તે અથવા ધર્મ વધારે થાય એવી શ્રી જિનેશ્વરદેવોએ બતાવેલી (ચાર પ્રહર કે આઠ પ્રહર પર્યંતની સાધુ ભગવંત જેવા આચારના અભ્યાસની) ક્રિયા.

પ્ર. ૧૦૬ પૌષધના કેટલા પ્રકારો છે ? તે કયા કયા ? અને તેનો અર્થ સમજાવો.

જ. પૌષધના ચાર પ્રકારો છે.

૧ આહાર પૌષધ. (ઉપવાસ, આયંબીલ કે એકાસણું કરીને પૌષધ કરવો તે.) ૨. શરીર-સત્કાર પૌષધ. (પૌષધ નિમિત્તે શરીરને શણુ-ગારવું નહિ તે.) ૩. અવ્યાપાર પૌષધ. (પાપના કામનો ત્યાગ કરવો તે.) ૪. બ્રહ્મચર્ય પૌષધ. (શિયળ પાળવું તે.)

પ્ર. ૧૦૭ સમ્યક્ત્વ એટલે શું ?

જ. સુદેવ, સુગુરુ અને સુધર્મ પ્રત્યે પૂરેપૂરી શ્રદ્ધા રાખવી તે.

બાર અંગ અથવા શ્રી ગણુધરદેવોએ રચેલાં બાર મહાન સૂત્રો તે દ્વાદશાંગી કહેવાય અને તે ભગવાન શ્રી મહાવીરદેવના શિષ્ય **શ્રી સુધર્મા-સ્વામિજીએ** બનાવી.

૧૪ સૂત્રો એટલે શું ? અને તે કોણે રચ્યાં ?

સૂત્રો એટલે ટૂંકમાં વધારે અર્થ જણાવનાર ગ્રન્થો અને તે શ્રી ગણુધરદેવ, ચૌદપૂર્વી, દશપૂર્વી અને પ્રત્યેકબુદ્ધે રચ્યાં છે.

૧૫ સૂત્રો ઉપરાન્ત જૈન આચાર્યોએ બીજા કયા કયા ગ્રંથો લખ્યા છે ?

ન્યાયના, જૈન તત્ત્વના, ક્રિયાકાંડના, કથાઓના, વૈરાગ્યોપદેશના અને વાદવિવાદના. તે ઉપરાન્ત સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના, વ્યાકરણ, કોષ, અલંકાર અને કાવ્યના ઇત્યાદિ વિષયોના ગ્રંથો ઘણી જ સારી રીતિએ લખવામાં આવ્યા છે.

૧૬ કેવળજ્ઞાની અને તીર્થંકરમાં શો તફાવત છે ?

કેવળજ્ઞાની અને તીર્થંકર બન્ને જ્ઞાનાદિ શક્તિમાં સમાન છે, પરન્તુ તીર્થંકરને તીર્થંકરનામ-કર્મનો ઉદય હોવાથી તીર્થની સ્થાપના, અરિ-હંતના બાર ગુણો અને ચોત્રીશ અતિશયો વગેરે વધારે હોય છે.

૨–જિનમુદ્રા એટલે પગના આગલા ભાગમાં ચાર આંગળ અને પાછળ કાંઈક ઓછું અંતર રાખી ઉભા રહેવું તે. આ મુદ્રા વડે કાઉસ્સગ્ગ વંદન વિગેરે થાય.

૩–મુક્તાશુક્તિમુદ્રા એટલે બે હાથ મોતીની છીપની જેમ પોલા રાખીને–જોડીને કપાળે લગાડવા તે. આ મુદ્રા વડે જાવંતિ ચેઇઆઇં, જાવંતિ કેવિ સાહુ અને જય વીયરાય 'આભવમખંડા' સુધી કહેવાય છે.

સ. ૧૨૦ દેરાસરમાં કયી વસ્તુઓ સાથે લઈ ન જવાય ?

જ. (૧) ખાવા પીવાની જે આપણા વપરાશમાં લેવાની હોય તે વસ્તુઓ. (૨) લાકડી, છત્રી, જોડા, બુટ, ચંપલ, હથિયાર વગેરે.

સ. ૧૨૧ પ્રભુની જલપૂજા શા માટે કરવી ?

જ. જેમ સ્નાન કરવાથી શરીર ઉપરનો મેલ નાશ થઈ જાય છે અને શરીર ચોકખું થઈ જાય છે, તેમ ઘણા કાળથી લાગેલાં પાપના સમૂહનો નાશ કરી આત્માને પાણીના જેવો નિર્મળ કરવા માટે જલપૂજા કરવી.

સ. ૧૨૨ પ્રભુની ચંદનપૂજા શા માટે કરવી ?

જ. જેમ ચંદનનો લેપ કરવાથી શરીરે ઠંડક અને શાન્તિ થાય છે, તેમ ક્રોધ, માન, માયા અને

લોભ-એ ચાર કષાયોથી સળગી રહેલા આત્માને શીતલ કરવા માટે અને અખંડ શાન્તિ મેળવવા માટે ચંદનપૂજા કરવી.

સ. ૧૨૩ પ્રભુની ફૂલપૂજા શા માટે કરવી?

જ. જેમ ફૂલની સુગંધીથી મન પ્રફૂલ્લિત થાય છે તેમ તમારી ફૂલપૂજાવડે મારું મન ધર્મ વડે સુવાસિત બનો.

સ. ૧૨૪ ધૂપપૂજા શા માટે કરવી?

જ. જેમ ધૂપ કરવાથી દુર્ગંધ નાશ થાય છે. તેમ આત્માને ઘણા કાળથી લાગેલી માયા, મમતા, માન, અજ્ઞાન વગેરે કુવાસનાઓને દૂર કરવા માટે ધૂપપૂજા કરવી.

સ. ૧૨૫ દીપકપૂજા શા માટે કરવી?

જ. જેમ દીવો અંધકારને દૂર કરી અજવાળું ક છે, તેમ આત્મામાં રહેલા અજ્ઞાનનો ના કરી કેવળજ્ઞાનરૂપી દીવો પ્રગટાવવા મ દીપકપૂજા કરવી.

સ. ૧૨૬ અક્ષતપૂજા શા માટે કરવી?

જ. નાશ ન થાય એવું અખંડ મોક્ષસુખ મેળવ માટે અક્ષતપૂજા કરવી.

સ. ૧૨૭ નૈવેદ્યપૂજા શા માટે કરવી?

જ. ભૂખ અને તૃષાનો નાશ કરી આત્માનો અણા હારી સ્વભાવ પ્રગટાવવા માટે નૈવેદ્યપૂજા કરવી

સ. ૧૨૮ ફળપૂજા શા માટે કરવી?
જ. જેમ બધા ફળોમાં શ્રીફળ ઉત્તમ છે, તેમ બધા સુખોમાં ઉત્તમ એવું મોક્ષસુખ મેળવવા માટે ફળપૂજા કરવી.

સ .૧૨૯ જીવોના જન્મ-મરણનાં દુઃખો શાથી નાશ પામે છે?
જ. સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રની પ્રાપ્તિથી અને તેના નિર્મલ આરાધનથી જીવોના જન્મ-મરણનાં દુઃખો નાશ પામે.

સ. ૧૩૦ જીવની સદ્ગતિ શાથી થાય?
જ. રાગ-દ્વેષ ન કરવા. સારા પરિણામ રાખવા. ધર્મની રુચિ રાખવી. પાપોનો ભય રાખવો. એ વગેરેથી સદ્ગતિ મળે છે.

સ. ૧૩૧ જૈનધર્મના મુખ્ય સિદ્ધાંતો કયાકયા?
જ. અનેકાંતવાદ, નય, નિક્ષેપા અને સપ્તભંગીથી તત્વનું સ્વરૂપ, કર્મસિદ્ધાંત, ક્ષમા, મૃદુતા આદિ દશ પ્રકારનો ધર્મ વગેરે સિદ્ધાન્તો છે તથા—
(૧) સર્વજીવો પર દયા રાખવી.
(૨) સાચું બોલવું.
(૩) ચોરી ન કરવી.
(૪) બ્રહ્મચર્ય પાળવું.
(૫) પરિગ્રહ ઉપર મૂર્છા ન કરવી.

સ. ૧૩૨ વિગઈ એટલે શું ? તે કેટલી છે ? અને તેનાં નામ આપો.

જ. વિગઈ એટલે બુદ્ધિને બગાડી આત્માને દુર્ગતિમાં મોકલે તે. વિગઈ ૬ છે.
૧. ઘી. ૨. દૂધ. ૩. દહીં. ૪. તેલ. ૫. ગોળ.
૬. કડાવિગઈ. (તળેલી વસ્તુઓ)

સ. ૧૩૩ ચોવીસ તીર્થંકરો ક્યાં ક્યાં મોક્ષે ગયા ? અને તેનો દુહો બોલો.

જ. શ્રી અષ્ટાપદ પર્વત ઉપર શ્રી ઋષભદેવ ભગવાન મોક્ષે ગયા, શ્રી પાવાપુરીમાં ભગવાન શ્રી મહાવીરદેવ મોક્ષે ગયા, શ્રી ચંપાપુરીમાં શ્રી વાસુપૂજ્યસ્વામી ભગવાન મોક્ષે ગયા, શ્રીગિરનાર પર્વત ઉપર શ્રી નેમિનાથ ભગવાન મોક્ષે ગયા, અને બાકીના તીર્થંકરદેવો શ્રી સમેતશિખર ઉપર મોક્ષે ગયા.

દુહો—

**અષ્ટાપદે શ્રી આદિ જિનવર, વીર પાવાપુરીવરૂ**
**વાસુપૂજ્ય ચંપા નયર સિદ્ધા, નેમ રેવાગિરિવરૂ**
**સમેતશિખરે વીસ જિનવર, મુક્તિ પહોંચ્યા મનુઉઃ**
**ચોવીસ જિનવર નિત્ય વંદુ, સયલ સંઘઉ સુખકરૂ**

સ. ૧૩૪ ઘંટ શા માટે વગાડવો ?

જ. દર્શનપૂજા કરીને થયેલા આનંદને જાહેર કરવા માટે અને "તું જ એક મારો દેવ છે." —એમ જણાવવા માટે ઘંટ વગાડવો.

સ. ૧૩૫ સિદ્ધ ભગવંતો આઠેય કર્મનો નાશ કરી મોક્ષે ગયેલા હોય છે, છતાં અરિહંત ભગવંતોને પહેલાં શા માટે નમસ્કાર કરવામાં આવે છે ?

જ. સિદ્ધ ભગવાનને ઓળખાવનાર અરિહંત ભગવંત છે અને અરિહંત ભગવંતોથી જ સિદ્ધ ભગવાનોની સાચી ઓળખાણ થાય છે, તેમજ શ્રી અરિહંત ભગવાન સ્વ-પર અનેકનું કલ્યાણ કરે છે. માટે શ્રી અરિહંત ભગવંતોને પહેલાં નમસ્કાર કરવામાં આવે છે.

સ. ૧૩૬ પંચ પ્રતિક્રમણમાંના કયા સૂત્રો કયા મહાપુરુષોએ રચ્યાં છે ?

જ.

| સૂત્રનું નામ | રચનારનું નામ |
|---|---|
| જગચિંતામણિ.... | શ્રીગૌતમસ્વામિજી મહારાજ. |
| ઉવસગ્ગહરં.... | શ્રી ભદ્રબાહુસ્વામિજી મહારાજ. |
| નમોઽર્હત્.... | શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજી મહારાજ. |
| સંસારદાવા........ | શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ. |
| નાની શાંતિ........ | શ્રી માનદેવસૂરિજી મહારાજ. |
| સકલ તીર્થ........ | શ્રી જીવવિજયજી મહારાજ. |
| સ્નાતસ્યા... ............ | શ્રી બાલચંદ્રજી મુનિ. |
| સકલાર્હત્.. .... | શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજ. |
| સંતિકરં........ | શ્રી મુનિસુંદરસૂરિજી મહારાજ. |
| અજિતશાન્તિ ... | શ્રી નંદિષેણસૂરિજી મહારાજ. |

તિજયપહુત્ત.......શ્રી માનદેવસૂરિજી મહારાજ.
નમિઊણ.... ....શ્રી માનતુંગસૂરિજી મહારાજ.
ભક્તામર.... ...શ્રી માનતુંગસૂરિજી મહારાજ
કલ્યાણમંદિર....શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજી મહારાજ.

મોટી શાંતિ...........શ્રી શિવાદેવી માતા.
(કેટલાક વાદિવેતાલ શાંતિસૂરિજીને મોટી શાંતિના કર્તા કહે છે)

તેમ જ બાકીનાં સૂત્રો શ્રી ગણધર ભગવંતોએ રચેલાં છે.

સ. ૧૩૭ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે બનાવેલા કેટલા ગ્રંથો છે? અને તે ગ્રંથોમાં છેડે કયો શબ્દ મૂકવામાં આવ્યો છે?

જ. શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે ૧૪૪૪ ગ્રંથો બનાવ્યા છે, તેઓશ્રીના ગ્રંથોમાં છેડે "વિરહ" અગર "યાકિનીમહત્તરાસૂનુ" શબ્દ મૂકવામાં આવ્યો છે.

સ. ૧૩૮ પાંચ સ્તવના (દંડક સૂત્રોનાં) નામ આપો અને તે કયાં સૂત્રો છે?

જ.
૧. નામસ્તવ.... લોગસ્સ.
૨. શક્રસ્તવ.... નમુત્થુણં.
૩. ચૈત્યસ્તવ ... અરિહંત-ચેઈઆણં.
૪. શ્રુતસ્તવ... પુક્ખરવરદી.
૫. સિદ્ધસ્તવ.... સિદ્ધાણં બુદ્ધાણં.

સ. ૧૩૯ જીવાયોનિ એટલે શું ? અને એકેન્દ્રિયાદિ જીવોની કેટલી કેટલી યોનિ હોય છે ?

જ. જીવાયોનિ એટલે જીવને ઉપજવાનાં સ્થાનો.

એકેન્દ્રિય–

પૃથ્વીકાયની સાત લાખ યોનિ.
અપકાયની સાત લાખ યોનિ.
તેઉકાયની સાત લાખ યોનિ.
વાયુકાયની સાત લાખ યોનિ.
પ્રત્યેક વનસ્પતિકાયની દસ લાખ યોનિ.
સાધારણ વનસ્પતિકાયની ચૌદ લાખ યોનિ.
બેઇન્દ્રિયની બે લાખ યોનિ.
તેઇન્દ્રિયની બે લાખ યોનિ.
ચઉરિંદ્રિયની બે લાખ યોનિ.

પંચેન્દ્રિય–

દેવતાની ચાર લાખ યોનિ.
નારકીની ચાર લાખ યોનિ.
તિર્યંચ પંચેન્દ્રિયની ચાર લાખ યોનિ.
મનુષ્યની ચૌદ લાખ યોનિ.

એમ એકેન્દ્રિયની પર લાખ, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, અને ચઉરિન્દ્રિયની છ લાખ અને પચેન્દ્રિયની ર૬ લાખ મળીને કુલ ચોરાશી લાખ યોનિ થાય.

卐

## લેખિત ધોરણ ચોથું

સ. ૧૪૦ પ્રભુના અંગૂઠે શા માટે પૂજા કરવી ?

જ. શરીરના સર્વ અંગોમાં ચરણ એટલે એ વિનયને લાવનાર ઉત્તમ અંગ છે. માટે યુગલિઆઓ પ્રભુના ચરણકમળની કરી સંસાર રૂપ સમુદ્રને તરી (જન્મ–મરણનાં દુઃખો નિવાર્યાં.) પણ પ્રભુના ચરણની પૂજા કરી સંસારરૂપ તરી જઈએ તે માટે પ્રભુના અંગૂઠે પૂજા

સ. ૧૪૧ પ્રભુના ઢીંચણે શા માટે પૂજા કરવી ?

જ. પ્રભુ ઢીંચણની શક્તિથી ગામેગામ કર્મ ખપાવી જેમ કેવલજ્ઞાન પામ્યા આપણે પણ કર્મ ખપાવવા ઊભા કાઉસ્સગ્ગધ્યાને રહી કેવળજ્ઞાન-મ પામીએ. તે માટે પ્રભુના ઢીંચણે પૂજા

સ. ૧૪૨ પ્રભુના કાંડે શા માટે પૂજા કરવી

જ. પ્રભુએ બે કાંડાવડે જેમ દીન દુઃખી, લૂલા, પાંગળા અને અપંગ જીવોને સોનૈયાનું દાન દઈને દુઃખથી મૂકાવ્યા આપણે પણ પ્રભુના કાંડે પૂજા કરી દી જીવોને યથાશક્તિ દાન આપી અનં ગુણને પ્રાપ્ત કરીએ તેટલા માટે પ્રભુના કાં પૂજા કરવી.

સ. ૧૪૩ પ્રભુના ખભે શા માટે પૂજા કરવી ?
જ. પ્રભુનું અનંત બળ દેખીને જેમ માન ચાલ્યું ગયું અને પ્રભુ નિરભિમાની થયા, તેમ પ્રભુના ખભે પૂજા કરી આપણે પણ નિરભિમાની બનીએ તેટલા માટે પ્રભુના ખભે પૂજા કરવી.

સ. ૧૪૪ પ્રભુના મસ્તકે શા માટે પૂજા કરવી ?
જ. લોકના અંતે ઉંચામાં ઉંચું ગુણોનું સ્થાન મોક્ષ તીર્થંકર પરમાત્મા પામ્યા તેથી પ્રભુના મસ્તકે પૂજા કરી આપણે પણ ઉત્તમોત્તમ મોક્ષસુખ પામીએ. તેટલા માટે પ્રભુના મસ્તકે પૂજા કરવી.

સ. ૧૪૫ પ્રભુના કપાળે શા માટે પૂજા કરવી ?
જ. તીર્થંકરનામકર્મના પુણ્યોદયથી જેમ ત્રણેય જગતના ઉત્તમોત્તમ પુરુષો પ્રભુની ભક્તિ કરે છે, તેમ ત્રણેય ભુવનમાં તિલક સમાન પ્રભુની આપણે પણ ભક્તિ કરીને ત્રણેય ભુવનમાં તિલક જેવા ઉત્તમ થઈએ. એટલા માટે પ્રભુના કપાળે પૂજા કરવી.

સ. ૧૪૬ પ્રભુના કંઠે શા માટે પૂજા કરવી ?
જ. પ્રભુએ અનુપમ એકધારી દેશના આપીને જેમ ભવ્ય જીવોને દુઃખથી મૂકાવ્યા, તેમ આપણે પણ પ્રભુના ગુણો ગાઈ દુઃખથી છૂટીને મોક્ષ પામીએ તે માટે પ્રભુના કંઠે પૂજા કરવી.

સ. ૧૫૦ દ્વિદળ એટલે શું ? અને તેની સાથે કયી વસ્તુ ખાવાથી પાપ લાગે ?

જ. દ્વિદળ એટલે જેની બે ફાડ પડી શકે. જેમ કે વાલ-વટાણા-મગ-અડદ-ચોળા-તુવેર-ચણા વગેરે સઘળાં કઠોળ સાથે કાચું દૂધ કાચું દહીં-કાચી છાશ ( કાચી એટલે ગરમ કર્યા વગરની ) ખાઈ શકાય નહિ, કારણ કે તે ભેગાં થતાં અસંખ્યાતા બેઈન્દ્રિયાદિ જીવો ઉત્પન્ન થાય છે.

સ. ૧૫૧ આખો દિવસ ખાવા છતાં રાત્રિભોજન ન કરવાનું પચ્ચક્ખાણ લેનારને શો લાભ મળે ?

જ. રાત્રિભોજન ન કરવાનું પચ્ચક્ખાણ લેનારને એક મહિનામાં પંદર ઉપવાસનો લાભ મળે છે.

સ. ૧૫૨ નવકારશીનું પચ્ચક્ખાણ લેનારને શો લાભ મળે ?

જ. નારકીમાં રહેલો આત્મા સો વર્ષ સુધી દુઃખો સહન કરીને જેટલાં કર્મો ખપાવે, તેટલાં જ કર્મો માત્ર નવકારશીનું પચ્ચક્ખાણ કરનારો આત્મા ખપાવી શકે છે.

સ. ૧૫૩ કાળના સમયે કામળી ઓઢવાનું શું કારણ ?

જ. કાળના સમયે તમસ્કાયના (અપ્કાયના ન દેખી શકાય તેવા) જીવો વરસે છે. તે જીવો કામળી

ઓઢવાથી બચી જાય છે. જો તે
સુતરાઉ કપડા ઉપર અગર ખાલી શરી
પડે તો મરી જાય છે.

સ. ૧૫૪ કાઉસ્સગ્ગ એટલે શું ?

જ. કાઉસ્સગ્ગ એટલે કાયાને હલાવ્યા-
વગર રાખી, કાંઈ પણ બોલ્યા વિના એ
નવકારમંત્ર કે લોગસ્સ દ્વારા અરિહંત ભ
સ્મરણ કરવું તે.

સ. ૧૫૫ કાઉસ્સગ્ગના ૧૬ આગારોનાં નામ અ

જ. ૧. ઊંચો શ્વાસ લેવો. ૨. નીચો શ્વાસ
૩. ખાંસી આવવી. ૪. છીંક આવ
૫. બગાસું આવવું. ૬. ઓડકાર આ
૭. વાછૂટ થવી. ૮. ચકરી આવ
૯. પિત્ત વડે મૂર્છા આવવી.
૧૦. સૂક્ષ્મ રીતિએ શરીર હાલવું.
૧૧. સૂક્ષ્મ રીતિએ કફ-બળખો આવ
૧૨. સૂક્ષ્મ રીતિએ દ્રષ્ટિ હાલવી.

. ૧૫૬ સામાયિકના પચ્ચક્ખાણનું કયું સૂત્ર છે?
. "કરેમિ ભંતે" સામાયિકનું પચ્ચક્ખાણ સૂત્ર છે.

. ૧૫૭ સામાયિકમાં શું નહિ કરવું જોઇએ? અને શું કરવું જોઇએ?
. સામાયિકમાં પાપનું કામ, પાપની આજ્ઞા, કોઇની નિંદા કે વિકથા ન કરવી જોઇએ, પણ ધર્મનું ભણવું, વાંચવું, ભણેલું યાદ કરવું, નવકારવાળી ગણવી, વગેરે કરવું જોઇએ.

. ૧૫૮ સામાયિકમાં કયી વસ્તુઓને ન અડકી શકાય?
. કાચી માટી, કાચું પાણી, અગ્નિ, ઝાડ-પાન, સ્ત્રી-પૈસા વગેરેને ન અડકી શકાય.

સ. ૧૫૯ સામાયિક વારંવાર કરવા માટે કયા સૂત્રમાં ફરમાન કર્યું છે.
. 'सामाइय वयजुत्तो' નામના સૂત્રમાં 'वहुसो सामाइअं कुज्जा' એ પદથી સામાયિક વારંવાર કરવાનું ફરમાન કર્યું છે.

સ. ૧૬૦ સામાયિકમાં ત્યાગ કરવાના દોષો કેટલા છે?
જ. (૧) મનના ૧૦ દોષ. (૨) વચનના ૧૦ દોષ. (૩) કાયાના ૧૨ દોષ. એમ કુલ ૩૨ દોષ. સામાયિકમાં ત્યાગ કરવાના કહ્યા છે.

સ. ૧૬૧ મનના ૧૦ દોષ કયા કયા?
જ. ૧. શત્રુને જોઇ દ્વેષ કરે. ૨. અવિવેકથી સામાયિક કરે. ૩. તત્ત્વનો વિચાર ન કરે. ૪. ખેદ ધારણ

